# વિની અને અબ્રાહમ

લેખન : ડોન ફિટ્ઝજેરાલ્ડ, ચિત્રાંકન : કેથેરીન સ્ટોક





વિની રીમ, લિંકન ની અર્ધ-પ્રતિમા બનાવતા સમય ની તસ્વીર

# વિની અને અબ્રાહમ

લેખન : ડોન ફિટ્ઝજેરાલ્ડ
ચિત્રાંકન : કેથેરીન સ્ટોક



મારી દીકરી બ્રિન માટે - ડી. એફ.

રૂથ અને રુડી માટે - સી. એસ.

જો તમે આરામ કરવા માટે લીલા ઘાસ પર લંબાવો, તો સૂરજ ની રોશની ને ચમકતી અને પાંદડાઓ ને ચળકતા જુઓ; પક્ષીઓ ને ફુસલાવી ને ગાવા માટે કહો...કીડી ને મહેનત કરતા જુઓ અને એની પાસેથી ધીરજ શીખો. કરોળિયા ને જાળાં બનાવતા જુઓ અને એની પાસેથી કૌશલ્ય શીખો. હજારો નૈસર્ગીક અવાજો સાંભળો અને પ્રકૃતિ કેટલી વ્યસ્ત છે એના પર ધ્યાન આપો. એ એક પળ પણ ગુમાવતી નથી. એ ક્યારેય થાકતી નથી. તો પછી આપણે કેમ થાકીયે?

-વિની રીમ

શિષ્ટાચાર વર્તતી સ્ત્રીઓ ભાગ્યેજ ઇતિહાસ રચે છે

-લોરેલ થેચર ઉલરિચ



"વિની રીમ, મારે માટે એક પક્ષી બનાવ."

"મારે માટે એક શિયાળ."

"મારે માટે એક ચહેરો!"



બાળકો એક વાંકડિયા વાળવાળી છોકરી ની આસ-પાસ ભેગા થયા હતા. એ નદી ના પટ ની ચીકણી માટી લઈ રહી હતી, એના ઝડપી હાથ આકૃતિઓ બનાવી રહ્યા હતા - એક પક્ષી, એક શિયાળ અને આખરે એક વિનીબાગો ઇન્ડિયન (અમેરિકા ના મૂળ રહેવાસીઓ ની એક પ્રજાતિ) નો ચહેરો.

"આ તો સાવ મારા જેવી લાગે છે, વિની!" એ બાળકી એ કહ્યું. અને હકીકત માં માટી માં થી બનેલી એ આકૃતિ સાવ એ બાળકી જેવી જ દેખાતી હતી. અને એ એટલા માટે કે વિની રીમ શિલ્પકળા માં પારંગત હતી.

વિની ને વિસ્કોન્સિન ક્ષેત્ર ના એના બાળપણ ના મસ્તી-ભર્યા દિવસો બહુ ગમતા હતા. પણ ત્યારે દેશ માં ગૃહ યુદ્ધ શરુ થયું અને એના પરિવાર ને વોશિંગ્ટન ડી.સી. જવું પડયું. યુદ્ધ નો આ સમય રાજધાની માં કઠિન હતો, વિની નો પરિવાર ગુજરાન માટે બહુ મહેનત કરતો હતો.

જોકે એ ગરીબ હતા, વિની ના જીવન ને સંગીત અને કળા સમૃદ્ધ બનાવતા હતા. એ હોસ્પિટલ માં જઈ ને સૈનિકો માટે ગિટાર વગાડતી હતી.



વિની એના કોટ ના ખિસ્સા માં હંમેશા એક સ્કેચબુક રાખતી હતી અને એમાં વોશિંગ્ટનની વ્યસ્ત સડકો પર નજરે પડતા લોકો અને વસ્તુઓ ના ચિત્રો અંકિત કરતી હતી.

એક દિવસ ભીડ માં એને એક લાંબો માણસ નજરે પડયો, જે સ્ટોવપાઈપ (લાંબી) ટોપી અને ઘાટા ભૂરા રંગ નો સૂટ પહેરેલો હતો. એ એને તરત ઓળખી ગઈ - રાષ્ટ્રપતિ અબ્રાહમ લિંકન! વિની ના માતા-પિતા રાષ્ટ્રપતિ ના સમર્થક હતા. યુદ્ધ ના સમય માં એને લોકો ની વચ્ચે આ રીતે ખુલ્લા માં ફરતા જોઈ વિનીએ એની હિમ્મત ને દાદ આપી, કારણકે એને રોજ મારી નાખવાની ધમકીઓ મળતી હતી.

એણે એના ચહેરો ના ઉદાસ ભાવ નો અભ્યાસ કર્યો, અને વિચાર્યું કે એ નદી તટ વાળા એના ઘરે હોત તો ચીકણી માટી થી એના ચહેરા નો ઘાટ ઉતારી લેત. એણે સડક પરની માટી તરફ નજર કરી, એ લાલચ પણ જાગી કે એ ત્યાં, એ જ વખતે, એની મૂરત બનાવી લેય. પણ એને અમેરિકા ના પોસ્ટ ઓફિસ વિભાગ ના એના નવા કામ પર જવાનું મોડું થતું હતું.

ધડામ! બૂમ!

દક્ષિણી યુદ્ધ રેખા પરથી આવતા તોપગોળા ના અવાજે એને સચેત કરી. એણે ઊંડો શ્વાસ છોડયો, "મને મોડું થાય છે, કલા ને રાહ જોવી પડશે."





ઘણા પુરુષો સૈનિક બનવા જઈ ચુક્યા હતા, એટલે કમ્પનીઓએ મહિલાઓ ને કામ પર રાખવાનું શરુ કરી દીધું હતું, ઓછા પગાર પર. ચૌદ વર્ષ ની વિની ટપાલખાતા માં કામ કરવાવાળી સૌથી પહેલી મહિલાઓ માં સામેલ હતી. એ 'ડેડ લેટર ઓફિસ' માં કામ કરતી હતી, જ્યાં એવી ટપાલ ને અલગ કરતી હતી જેને સરનામાં પર પહોંચાડી શકાય તેમ ન હતું, કારણકે વ્યક્તિ ત્યાં રહેતી ન હોય અથવા એનું મૃત્ય થઈ ગયું હોય.

આખો દિવસ વિની ની ચપળ આંગળીઓ સેંકડો પત્રો ને અલગ કરતી. એના હાથ દુઃખવા લાગતા. આ નીરસ કામ ને સહન કરવા લાયક બનાવવાવાળી એક જ વસ્તુ હતી - બપોર નો વિરામ.

"ક્યાં ભાગી રહી છે, મિસ રીમ?," એની સાથે કામ કરવાવાળાએ પૂછ્યું.

"થોડા કબર ના મિત્રો ને મળવા," વિની એ જવાબ આપ્યો.

વિની રોજ એનું બપોર નું ભોજન વોશિંગટન ના કબ્રસ્તાન માં એકલી ખાતી. એ મુગ્ધ થઈ ને કબર પર લાગેલી મૂર્તિઓ જોતી, એનું અધ્યયન કરતી. એના થાકેલા હાથો ને એ ઠંડી સંગેમરમર પર ફેરવતી અને હાશકારો અનુભવતી. કોઈ દિવસ પોતાના હાથો થી મૂર્તિઓ બનાવવાના સ્વપ્ના જોતી. પણ જે 'મૃત પત્રો' ને એ અલગ કરતી, એની જેમ જ એ પોતે પણ કોઈ ઠેકાણે પહોંચી નહોતી શકતી.

"જો મારે સાચે જ કલાકૃતિઓ બનાવવી હોય," એણે વિચાર્યું, "તો મારે પોતે મોકો શોધવો પડશે."

એટલે એક દિવસ નીર્ધાર કરીને વિની એ વોશિંગ્ટન ના મશહૂર મૂર્તિકાર નો દરવાજો ખટખટાવ્યો. જયારે ક્લાર્ક મિલ્સે દરવાજો ખોલ્યો તો એને વાંકડિયા વાળ અને કાળી આંખો વાળી એક સુંદર કિશોરી દેખાઈ. "શું તું મોડેલિંગ ના કામ માટે આવી છો?" એણે પૂછ્યું.

"ના, સર, હું કલાકૃતિઓ બનાવવા ચાહું છું."

ક્લાર્ક મિલ્સ ચકિત થયા, પણ એને કુતૂહલ પણ થયું. એણે વિની ને એના સ્ટુડિયો માં બોલાવી અને માટી નો એક લોન્દો એની તરફ ફેંક્યો. બે કલાક પછી એણે વિની એ બનાવેલું મોડલ જોયું - એ એક ઇન્ડિયન ચીફ (મુખી) ની મૂર્તિ હતી, જેને વિની જાણતી હતી. "તારા માં અસાધારણ પ્રતિભા છે," એ બોલ્યા. એણે વિની ને તાલીમી શિલ્પકાર બનાવવાનો પ્રસ્તાવ મુક્યો. "હું ઈચ્છું છું કે તું તુરંત કામ શરુ કરી દે."





વિની આખે રસ્તે ઉછળતી-કૂદતી ઘરે પહોંચી, એના માતા-પિતા ને એ ખુશખબર આપવા માટે.

પણ એ બહુ ખુશ ન થયા. "ટપાલખાતું તને વધારે પૈસા આપે છે," એણે એને યાદ દેવડાવ્યું.

પણ વિની હાર માનવાવાળી ક્યાં હતી. એણે ટપાલખાતા ને એ વાત પર મનાવી લીધા કે એ રોજ કામ પરથી થોડી જલ્દી છૂટી શકે - પણ ફક્ત ત્યારે, જયારે એ ઓછા માં ઓછા બસો કાગળ છુટા પાડી ચુકી હોય. એ પછી જ વિની ક્લાર્ક મિલ્સ પાસે મૂર્તિકલા નું અધ્યયન કરવા જઈ શકી.

વિનીએ ખૂબ મહેનત કરી, અને થોડા સમય માં એની પ્રતિભા ની ખબર ફેલાઈ ગઈ. ધીરે-ધીરે કોંગ્રેસ ના સદસ્ય ક્લાર્ક મિલ્સ ની મોહક તાલીમાર્થી પાસે પોતાની મૂર્તિઓ બનાવવા આવવા લાગ્યા. એ પોતાની  મહત્તા થી ફુલાઈ ને બેસતા, અને વિની માટી માં એની સુરત કેદ કરી લેતી.

પણ વિની એ લાંબા માણસ ને ન ભૂલી શકી જેનો બરછટ અને કરચલીવાળો ચહેરો હતો, જેની મૂર્તિ એ કોઈ પણ બીજા માણસ થી વધારે બનાવવા ચાહતી હતી.

એણે જયારે એની ઈચ્છા એ કોંગ્રેસ સદસ્યો ને જણાવી જે સ્ટુડિયો માં આવતા હતા, તો એ હસ્યા.

"રાષ્ટ્રપતિ એક યુદ્ધ લડવામાં વ્યસ્ત છે," એ બોલ્યા.

"અરે, તારા સ્વપ્ના કેટલા મોટા છે, મિસ રીમ!" એમણે ટોણા માર્યા.

વિની નો ચહેરો શરમ થી લાલ થઈ ગયો, પણ એણે હાર ન માની. "મહેરબાની કરીને, હાલ્યા-ચાલ્યા વગર બેસો," એણે કહ્યું.

એ દિવસો સુધી શિલ્પકામ કરતી રહી, અને લોકો ને વિનવણી કરતી રહી.



થોડા દિવસો માં કોંગ્રેસ ના ઘણા સદસ્યો એના તરફ થી રાષ્ટ્રપતિ સાથે વાત કરવા રાજી થઈ ગયા. પણ લિંકન ને મનાવવા સરળ ન હતું.

"એ બહુ જીવંત અને સુંદર છે," કોંગ્રેસીઓએ રાષ્ટ્રપતિ ને કહ્યું.

"વિની રીમ પ્રતિભાશાળી અને મહેનતુ છે," એમણે આજીજી કરી.

પણ દરેક વખતે લિંકને ના પાડી. "સાધારણ દેખાતા માણસ ની મૂર્તિ બનાવવા કોઈ શું કામ ચાહે?" એણે પૂછ્યું.

કોંગ્રેસીઓ એ આખરી કોશિશ કરતા કહ્યું, "એ એક ગરીબ છોકરી છે - એણે સ્વયં આ હુન્નર શીખ્યું છે - એ પશ્ચિમ માં એક લાકડા ની કેબીન માં મોટી થઈ છે."

"ગરીબ? સ્વયં શીખી? લાકડા ની કેબીન માં મોટી થઈ? હું આવા લોકો થી અજાણ નથી," લિંકને કહ્યું. એણે આખરે વિની માટે બેસવાની હા પાડી.





વિની ની ખુશી સમાતી ન હતી. એ ફક્ત સોળ વર્ષ ની હતી, અને હવે એ રાષ્ટ્રપતિ ને નિયમિત મળી રહી હતી. અઠવાડિયા માં પાંચ દિવસ, રોજ અડધા કલાક માટે, જ્યાં સુધી શિલ્પ તૈયાર ન થઈ જાય.

શિયાળો વસંત માં બદલાયો અને વોશિંગ્ટન ની આસ-પાસ સફરજન ના ફૂલ ફૂલવા-ફાલવા લાગ્યા. વિની રોજ એના મોડલ પર કામ કરવા વ્હાઈટ હાઉસ જતી. એ લિંકન ને 'મિસ્ટર પ્રેસિડેન્ટ' કહીને સંબોધિત કરતી. પણ એના મનમાં એ ' અબ્રાહમ' હતા, એના મિત્ર! ક્યારેક એ આપસ માં સારા સમય ની વાતો કરતા, બાળપણ ના સમાન અનુભવો ની આપ-લે કરતા, સંગીત, કળા અને પુસ્તકો ના પ્રેમ વિષે ચર્ચા કરતા.

પણ કોઈ-કોઈ દિવસે એ કંઈ ન કહેતા. વિની એ યુદ્ધ દરમ્યાન રાષ્ટ્રપતિ ને સેંકડો સૈનિકો ના મોત નો સોગ મનાવતા જોયા. એ રોજ અબ્રાહમ નો બહાદુર, ઉદાસ ચહેરો માટી માં ઢાળવા સંઘર્ષ કરતી રહી.

કામ શરુ કર્યા ના પાંચ મહિના પછી, મધ્ય એપ્રિલ માં, વિની રાષ્ટ્રપતિ ની સૂરત કંડારવામાં સફળ થઈ. એ બહુ ખુશ હતી.

રાજધાની માં ત્યારે ઉત્સવ મનાવવા માટે બીજું કારણ પણ હતું. યુદ્ધ સમાપ્ત થઈ ચૂક્યું હતું - સંઘ ને બચાવવામાં આવ્યો હતો! સૈનિકો પોતાના પરિવાર પાસે પાછા ફર્યા હતા. સડકો પર બેન્ડ વાજા વાગી રહ્યા હતા, અને લોકો આશા કરવા લાગ્યા કે જીવન હવે ફરીથી સુખદ થશે.



પણ વિની અને દેશ ની ખુશી વધારે ટકવાની ન હતી. 14 એપ્રિલ 1865 ના દિવસે ફોર્ડ થિએટર માં એક નાટક દરમ્યાન જોન વિલ્કીસ બૂથ નામની વ્યક્તિ એ રાષ્ટ્રપતિ લિંકન ની ગોળી મારીને હત્યા કરી.

વિની ને ઊંડો આઘાત લાગ્યો. વિની એ રડતા ટોળા માં સામેલ હતી જે રેલરોડ સ્ટેશન પર દેશ ના રાષ્ટ્રપતિ ને, એના પ્રિય મિત્ર અબ્રાહમ ને, આખરી વિદાય આપવા ઉભા હતા.

થોડા દિવસો માં વર્તમાનપત્ર માં સૂચના છપાઈ કે કોંગ્રેસ ને રાષ્ટ્રપતિ લિંકન ની સ્મારક મૂર્તિ બનાવવા એક શિલ્પકાર ની શોધ છે. વિનીએ પત્ર લખીને એ જવાબદારી માંગી.

કોંગ્રેસ ના સદસ્યો એ કહ્યું, "આ એક છોકરી ને સોંપાય એવું કામ નથી. આ જવાબદારી તો કોઈ મહાન અમેરિકી મૂર્તિકાર ને જ સોંપી શકાય."

વિની એ આગ્રહ કરતા કહ્યું, "મારો જન્મ જ આ મૂર્તિ બનાવવા માટે થયો છે." થોડા સદસ્યો જેની મૂર્તિ વિની એ બનાવી હતી, એમણે વિની નું સમર્થન કર્યું.

"ક્યાં શીખી છે તું?" પૂર્વ ના એક સેનેટરે પૂછ્યું.

વિની એ થૂંક ગળી જતા કહ્યું, "વધારે તો જાતે જ શીખી છું."

બીજા એ ઠપકો આપતા કહ્યું, "મિસ રીમ, તમે જે રીતે પાછળ પડયા છો, એ મહિલાઓ ને બિલકુલ શોભા નથી દેતું!"

વિની સંસદ કક્ષ માં થી માથું ઝુકાવી ને નમ આંખે બહાર નીકળી. એને લાગ્યું કે લિંકન ની પ્રતિમા બનાવવાનો મોકો એ ખોઈ ચૂકી છે.

પણ વિની ની વિલક્ષણ પ્રતિભા ની અવગણના થાય તેમ ન હતું. ઘણા મશહૂર પુરુષ શિલ્પીઓએ પ્રસ્તાવિત મોડેલો માં લિંકન ને એક યોદ્ધા રાજા અથવા સંત ના રૂપ માં દર્શાવ્યા. વિની ના મોડલ માં રાષ્ટ્રપતિ એક પ્રેમાળ અને સૌમ્ય વ્યક્તિ તરીકે દર્શાવવામાં આવ્યા હતા, જેને એ નજીક થી જાણતી હતી. જયારે મત ગણતરી કરવામાં આવી, તો વિની ના મોડલ ને નવ "નહીં" અને ત્રેવીસ "હા" ના મત મળ્યા. વિની જીતી ગઈ. એ ન કેવળ સૌથી નાની ઉમર ની કલાકાર હતી પણ સાથે પહેલી સ્ત્રી હતી જેને અમેરિકી સરકારે એવું કામ સોંપ્યું હતું.





વિની તુરંત કામ પર લાગી ગઈ. એણે કેપિટોલ (સંસદ) ભવન માં સ્ટુડિયો બનાવ્યો, અને એને કલા નો સામાન, સુંદર ફૂલ અને અને પોતાના પાળેલા પારેવા ના ગુંજન થી ભરી દીધો.

વિનીએ  બીજું એક કામ કર્યું, જે બીજા કોઈ કલાકારે કર્યું ન હોય. એણે એનો સ્ટુડિયો જનતા માટે ખોલી નાખ્યો. રોજ નાગરિકો, કોંગ્રેસ ના સદસ્યો, સૈનિકો - જેમાંથી ઘણા 'પિતા અબ્રાહમ' માટે લડયા હતા - સ્ટુડિયો માં આવતા. એ જોવા માટે કે કેવી રીતે એક નાના કદ વાળી યુવાન શિલ્પકાર મચાન પર ચઢીને એક વિશાળ પ્રતિમા ને ઘડી રહી છે. પ્રતિમા સાત ફીટ ઊંચી હતી, જે છ ફીટ ચાર ઇંચ ઊંચા લિંકન થી લાંબી હતી.



જોકે વિની નો સ્ટુડિયો હંમેશા ખુલ્લો રહેતો, થોડા લોકો નું મન એના માટે બિલકુલ બંધ હતું.

એના આલોચક એને હતાશ કરવા ચાહતા હતા. "આ મૂર્તિ ક્યારેય બની જ ન શકે," એ કહેતા. "અરે આ તો છોકરી છે, અને ચોક્કસ નાકામ થશે." દરરોજ તેઓ એની કલા નો, એની યુવાની નો, અને એની સ્ત્રી-જાતિ નો ઉપહાસ કરતા.

જનતા આશા કરતી હતી કે એના કર માટે ચૂકવેલા ડોલર કોઈ કિશોરી પર વેડફાઈ ન જાય. વિની વધારે મહેનત કરતી રહી - અને આખરે એનું લિંકન મોડલ તૈયાર થઈ ગયું.

પણ મોડલ બનવાની સાથે વિની નું કામ પૂરું નહોતું થયું. એનું મોડલ ચીકણી માટી નું હતું અને મૂર્તિ તો આરસ ની બનાવવામાં આવતી હતી. વિની એના પૂરા કદ ના મોડલ, એના પારેવા, અને એની ગિટાર ને લઈ ને 'ડાના' નામના ના જહાજ માં ન્યુયોર્ક બંદર થી ઇટલી જવા નીકળી, જ્યાં એ એના મોડલ ને આરસ માં કંડારી શકે.



ઇટાલી ના કલાકાર આ સાહસી અમેરિકી શિલ્પકાર ને મળવા આતુર હતા જેણે પુરુષો સામે ટક્કર લીધી અને જીતી ગઈ. વિની કરારા ની સૌથી સારી ખાણો માં ગઈ અને સૌથી સફેદ આરસ શોધવાની ખાનગી કળા શીખી. "મોડી રાતે, વરસાદ વરસ્યા પછી," એમણે કહ્યું, "ચમકતા પથ્થરો પાસે એક મીણબત્તી લઈ ને જા અને જે પથ્થર 'લા લૂના' અર્થાત ચંદ્ર ની જેમ ચમકે એને પસંદ કરી લે."

આ કિંમતી આરસ ને તરાશવાનું કામ વિની એ પૂરી શ્રદ્ધા અને સાવધાની થી શરુ કર્યું. શ્રેષ્ઠ ઇટાલિયન કારીગરો ની મદદ થી આરસ ને તરાશવાના કામ માટે એક વર્ષ લાગ્યું.

મૂર્તિ બનાવવાની જવાબદારી મળ્યા ના પાંચ વર્ષો પછી વિનીએ બનાવેલી અબ્રાહમ લિંકન ની પ્રતિમા કેપિટોલ ના ગોળ ધુમ્મટવાળા મકાન માં રેશમી અમેરિકી ઝંડા માં લપેટાઈ ને અનાવરણ ની રાહ જોતી હતી. સેના નું બેન્ડ સંગીત વગાડી રહ્યું હતું અને સેંકડો લોકો મંચ આસ-પાસ ભેગા થયા હતા, એ જોવા માટે કે એ યુવાન શિલ્પી સફળ થઈ કે અસફળ.

વિની પણ એ ભીડ માં હતી. પણ એનું કદ મુશ્કેલી થી પાંચ ફીટ હતું, અને એને મૂર્તિ દેખાતી ન હતી. પણ એનાથી ફરક ન પડયો. એણે એની આંખો બંધ કરી, અને એના માનસ પટલ માં એને મૂર્તિ ના ચહેરા ના હાવભાવ, એના ભૂશિર ની દરેક ગડી, એના હાથ ના દરેક વણાંક સાફ દેખાઈ રહ્યા હતા.

એ નીરવ શાંતિ માં વિની ને લાગ્યું કે લોકો ને એના દિલ ની ધડકન સંભળાઈ રહી હશે, જે જોરથી ધડકી રહ્યું હતું, એ આશા અને ડર માં કે આ પળ એને માટે કેવી નીવડશે. શું એના કામ ને સ્વીકારવામાં આવશે, કે એને તિરસ્કાર અને શરમ જ મળશે?

રાષ્ટ્રપતિ ગ્રાન્ટે ઈશારો કર્યો અને ધીરે-ધીરે પોલિશ કરેલા સંગેમરમર પરથી અમેરિકા નો ઝંડો સરકી ગયો.



થોડા લોકો નો શ્વાસ અધ્ધર થઈ ગયો.

એક બૂઢો સૈનિક ચુપચાપ રોવા લાગ્યો.

પહેલા ની એક ગુલામ સ્ત્રી એ તાળીઓ પાડી.

થોડી વાર માં તાળીઓ ના ગડગડાહટ થી ગુંબજ ગુંજી ઉઠયો.

વિનીએ બનાવેલી અમેરિકા ના સોળ માં રાષ્ટ્રપતિ અબ્રાહમ લિંકન ની પ્રતિમા સામે ઉભી હતી. એનું માથું વિનમ્ર ભાવ થી ઝુકેલું હતું, એના હાથ માં આઝાદી નો ઘોષણા-પત્ર હતો.

ભીડે હર્ષનાદ કર્યો અને વિની ને કંઇક કહેવા માટે બોલાવી. ખુશી ના આંસુ સાથે વિની એ સ્મિત કર્યું, એણે હાથ હલાવી ને બધા નું અભિવાદન કર્યું, આભાર માન્યો, પણ કંઈ બોલી ન શકી. પણ એનું કામ બોલી રહ્યું હતું. વિની રીમે એના મિત્ર અબ્રાહમ લિંકન ને સંગેમરમાં માં બરાબર કેદ કર્યા હતા, જેમ અબ્રાહમે એના દેશ ના દિલ ને.



## લેખિકા ની કલમ થી

આ વાર્તા ના મોટા ભાગ ના સંવાદ કાલ્પનિક છે. પણ એની ઘટનાઓ વાસ્તવિક છે, જેની જાણકારી વિની ના જીવનચરિત્ર અને એના પોતાના લેખો માં થી મળી છે. વિની રીમે લિંકન ની જે પ્રતિમા બનાવી હતી, એ આજે પણ કેપિટોલ ના રોટુન્ડા (ગોળાકાર કક્ષ) માં ઉભી છે. લિંકન ની મૂર્તિ બનાવ્યા પછી વિનીએ બીજા ઘણા મશહૂર અમેરિકાનો ની પ્રતિમાઓ બનાવી જેમાં રાષ્ટ્રપતિ જેમ્સ ગાર્ફીલ્ડ અને યુલિસિસ ગ્રાન્ટ તથા જનરલ રોબર્ટ ઈ. લી સામેલ છે.

અમેરિકી ગૃહ યુદ્ધે વિક્ટોરિયન યુગ ના એ વલણ ને પછાડવામાં મદદ કરી જે સ્ત્રીઓ ની આઝાદી ને હતોત્સાહિત કરતું હતું. ઘણી સ્ત્રીઓ નર્સ બની, થોડી સ્ત્રીઓ એ પુરુષ ના ગણવેશ પહેર્યા અને સૈનિકો ની જેમ લડી, તો થોડા એ સુઝન બી. એન્થની અને એલિઝાબેથ કેડી સ્ટેન્ટન ની જેમ સ્ત્રીઓ ના મતાધિકાર માટે લડત આપી.

ઘણા પુરુષો લડાઈ માં જોડાયા, એટલે શ્રમ કરવાના કામો માં સ્ત્રીઓ એ એમની જગા લીધી. આ જ કારણ હતું કે વિની રીમ ને ટપાલખાતા માં ક્લર્ક ની નોકરી કરવાનો મોકો મળ્યો. વિની ને એ જાણી ને બહુ ખુશી થાત કે 1980 માં એના પહેલા નિયોક્તા ટપાલ વિભાગે એની કલાત્મક ઉપલબ્ધીઓ ના સન્માન માં એની એક ટપાલ ટિકિટ બહાર પાડી હતી.

લિંકન ની પ્રતિમા ની સફળતા પછી વિની ને વિવાહ માટે ઘણા પ્રસ્તાવ આવ્યા. પણ વિનીએ ના પાડી અને કળા માટે પોતાને સમર્પિત કરી. 1878 માં 30 વર્ષ ની આયુ માં વિનીએ લેફ્ટિનન્ટ રિચાર્ડ લેવેરીજ હોકસી સાથે લગ્ન કર્યા. 1883 માં એના દીકરા રિચાર્ડ રીમ હોકસી નો જન્મ થયો.

વિની ના પતિએ વિની ને આગ્રહ કર્યો કે ઘર-પરિવાર માટે એ પોતાનું કામ છોડી દે, અને એણે છોડયું - થોડા સમય માટે. પણ એ હંમેશ માટે છોડી ન શકી. "મારુ કામ મારે માટે ક્યારેય શ્રમ ન હતું, પણ મારા આત્મા માટે ઊર્મિઓ નો આનંદ હતું. મારા સ્ટુડિયો માં કામ કરતી વખતે મને રાજા-મહારાજાઓ ની અદેખાઈ ન હતી; મારે માટે મારુ મન એ જ મારુ રાજ્ય હતું, અને મારુ કામ હીરા-માણેક થી વધારે કિંમતી હતું. જો પ્રોત્સાહન માટે કહેલા મારા શબ્દો કોઈ ઉભરતા કલાકાર માં નવી આશા જગાવી શકે તો મને બહુ ખુશી થશે. અમે જાણીએ છીએ કે અમારી અંદર છે એ જ અમે ચિત્રિત કરી શકીયે છીએ...અમે એ જ આપીયે છીએ જે અમારી પાસે છે. અમારું કામ જ અમારા માટે બોલે છે." 1906 માં વિની જયારે કામ પર પાછી ફરી ત્યારે એને આયોવા ના રાજ્યપાલ સેમ્યુઅલ કિર્કવુડ ની પ્રતિમા બનાવવાની જવાબદારી સોંપવામાં આવી.

વિની એ એનું આખરી શિલ્પ ત્યારે બનાવ્યું જયારે એ કિડની ની બીમારી થી મૃત્યુ તરફ જઈ રહી હતી. એ એટલી નબળી થઇ ગઈ હતી કે એના પતિ એ એને માટે એવી ખુરશી બનાવી જેને દોરડા થી ઉપર ઉઠાવી શકાય અને એ બેઠા-બેઠા એનું કામ કરી શકે. આ પ્રતિમા સિકોયાહ ની પહેલી ઉભી મૂર્તિ હતી, જે ચિરૂકી ની વર્ણમાળા ના રચયીતા હતા. આ પ્રતિમા પણ કેપિટોલ માં પ્રદર્શિત છે. વિની ને એ યોગ્ય લાગ્યું કે એની પહેલી અને આખરી રચનાઓ અમેરિકા ના મૂળ નિવાસીઓ ની હોય.

1914 માં વિની નું 67 વર્ષ ની ઉંમરે મૃત્યુ થયું. એને આરલિંગટન ના રાષ્ટ્રીય કબ્રસ્તાન માં દફનાવવામાં આવી. એની કબર ઉપર કવિયત્રી સપ્પ્હો ની પોતે રચેલી પ્રતિમા છે, જેણે એના યુગ ની રૂઢિઓ નો વિરોધ કરવાનું સાહસ કર્યું હતું.



વિની રીમે બનાવેલી અબ્રાહમ લિંકન ની પ્રતિમા